પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# પ્રેમભક્તિ-ભજનાવલિ



ન્હાનાલાલ દલપતરામ કવિ.

# પ્રેમભક્તિ—ગ્રન્થમાલા

| | | |
|---|---|---|
| ૧ | કેટલાક કાવ્યો | ૧૯૦૩-૯ |
| *૨ | ગુજરયમૂર્ત્તિઓની કાવ્યત્રિપુટિ | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, | વસન્તોત્સવ | ૧૯૦૫ |
| *૪ | ઇન્દુકુમાર, અંક ૧ લો | ૧૯૦૯ |
| *૫ | ન્હાના ન્હાના રાસ | ૧૯૧૦ |
| * | શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી | ૧૯૧૦ |
| *૭ | જયા-જયન્ત | ૧૯૧૪ |
| *૮ | મેઘદૂત, સમશ્લોકી | ૧૯૧૭ |
| *૯ | ઉષા | ૧૯૧૮ |
| *૧૦ | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૧, | ગીતમંગલ | ૧૯૨૬-૧૯૨૬ |
| *૧૨, | રાજર્ષિ ભરત | ૧૯૨૨ |
| +૧૩, | પ્રેમકુંજ | ૧૯૨૦ |
| +૧૪ | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| +૧૫ | પ્રેમભક્તિ-ભજનાવલિ | ૧૯૨૪ |
| -૧ | સંસારમન્થન | ૧૯૨૪ |
| ૧૭ | ઇન્દુકુમાર, અંક ૨ જો | |
| ૧૮ | ઇન્દુકુમાર, અંક ૩ જો | |
| ૧૯, | જહાંગીર-નૂરજહાન | |
| ૨૦, | અકમરશાહ, | |
| ૨૧, | પુ યકથા, | |

પ્રકાશક **મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા, અમદાવાદ

* આ નિશાન વાળાં તેર પુસ્તકો અત્યારે મળે છે

પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# પ્રેમભક્તિ-ભજનાવલિ

કર્તા

ન્હાનાલાલ દલપતરામ કવિ

સંવત ૧૯૮૦ ઈ સ ૧૯૨૪

કીમત આઠ આના

# આતમની નમણું



લાગી જેના જીવનની તાળી જગદાત્મ શું હો જી,
વાગ્યા જેને અબધુતના વચનોના બાણ
ભાગ્યા જેના અન્તરમા અનુભવના ભાલુડા હો જી
જાગ્યા જેના પૃથિવિમા પોઢેલા એ પ્રાણ

હજો હમારી આતમની નમણું એવા જોગીને હો જી

પડદા પડિયા આભ અને આ અન્ધકારના હો જી
ઢાકી ઢળિયા જડ ને માયા ને વાણી વેદ,
વાળી વાડો ચૌદ ને ચૌદ આ બ્રહ્માડની હો જી
ભેદી એ સહુ પાયા પગાન્પગના ભેદ

હજો હમારી આતમની નમણું એવા જોગીને હો જી

ગહનતાના ખોજ્યા ગુફાઓ ને ગહ્વરો હો જી
પીધા જેણે અગમ્યના પ્યાલાના પૂર,
પ્રકૃતિ ને પુરુષના પગખ્યા પાગખ્યા હો જી,
ભીતરિયા જે પામ્યા બ્રહ્મમન્દિરના નૂર

હજો હમારી આતમની નમણું એવા જોગીને હો જી



# પ્રસ્તાવના



આપણા કાવ્યવિશેષમા ભજનો અને રાસના મ્હને ખાસ આકર્ષણ આવતા, હજી યે મ્હારો પક્ષપાત ત્ય્હા ઢળે છે મ્હારી રાસગીતાવલિ છપાઇ ગઇ છે ૧૮૮૬ ૧૯૨૬ લખાયેલા મ્હારા પચાસ ભજનોની આ ભજનાવલિ આજ ગુજરાતને ધરાવુ છુ માત્ર ભક્તિના આ ભજનો નથી ભક્તિના, પ્રેમના, સસારના ભેદોના, મનુષ્યજીવનના ઊડાણોના, બ્રહ્માડશાયી બ્રહ્મના એમ પ્રભુ ને પ્રકૃતિ, બ્રહ્મ ને બ્રહ્મલીલા, ઉભયની અગોચરતાના ગીતોનો આ સગ્રહ છે કોઇક ઉપદેશાત્મક છે, થોડાક ભાષાન્તરો છે કેટલાક મ્હારી રાસગીતાવલિમાથી યે આમા લીધેલા છે ભજન એટલે અગમ્યના કોઇક દર્શનનુ ઉચ્ચારણ એ પ્રાચીન ને વિશાલ અર્થ આજે યે સાચો છે

નરસિહમીરાના ઉત્તમ ભજનો એ જ હજી તો આપણો સર્વોત્તમ ભજનભડાર છે કારણ એ છે કે એ મહાભક્તોએ ગેબના પડદાઓની પાછળ જોયુ હતુ, ને ત્ય્હા જોયુ હતુ તે જગતમા ગાયુ હતુ ત્હેમણે દર્શન કીધા હતા, ને એ બ્રહ્મદર્શનના ગીત ગાયા હતા દલપતકાવ્યની નાન્દીમા દલપતરામ કહે છે કે

> વિચિત્ર દેખાવ, વિચિત્ર વાણી,
> વિચિત્ર પોષાક, વિચિત્ર પ્રાણી,
> વિચિત્ર આ નાટક વિશ્વ નામ,
> પેદા કર્યુ તે પ્રભુને પ્રણામ

એ વિરાટ્નાટકના પડદા સન્મુખની જ રંગભૂમિ આજે તો એટલી નાનારંગી ચિત્રવિચિત્ર ને ભૂલભૂલામણી જેવી બની છે કે વિશ્વના પડદાઓની પાછળ કે આત્માની અતલ ગુફાઓમા નિરખવાની નવરાશ ઓછાને છે, ને નિત્યનિત્ય એ ઓછામાથી યે ઓછા થતા જાય છે મ્હારા ૪૭ વર્ષના જીવનદિવસોમા ન્હાનામ્હોટા તીર્થ સન્ત ને ભક્ત કેટલાક દીઠા છે પણ એ પાચ દશકની લગભગમા હ્યાને હલમલાવી નાખનાર ને પગત્પગના પંખન્દા બે જ પરમ ભક્તરાજ પેખ્યા એક તો નાટકના તખ્તા ઉપર નટ ત્ર્યબકલાલ—નરસિંહ મહેતાના સ્વાગમા ને બીજા જગતના તખ્તા ઉપર સિન્ધ-હૈદરાબાદની બ્રહ્મસમાજ વાળા ડો રૂબેન

ભજન એટલે બ્રહ્મ સન્મુખ થવુ, ભજન એટલે ભક્તનુ પ્રેમોપનયન અન્ય સકલ દિશાઓમાથી આ માન વાળી—સકોરી લેઇને ત્હેનો કિરણજ્યોતિ બ્રહ્મદિશામા વાળવો એમ કરતા કોઇ વેળા સમીપમા બ્રહ્મદર્શન થાય, કોઇ વેળા દૂર દર્શન થાય કોઇ વેળા બ્રહ્મઝાખી થાય કોઇ વેળા અનિમિશ ઉઘડેલા નયનકમળને ભરીને બ્રહ્મ પ્રકાશ ઉભરાઈ રહે કોઈ વેળા બ્રહ્મકલાનુ તો કોઈ વેળા બ્રહ્માડના કો ભેદનુ દર્શન થાય ભજનો પણ બ્રાહ્મી સ્થિતિના એવા નિરનિરાળા અનુભવોના હોય છે શ્રીમદ્ વલ્લભાચાર્ય ને સ્વામી નારાયણના વૈષ્ણવ સપ્રદાયના ભજનો મ્હોટે ભાગે કૃષ્ણભક્તિના છે યોગ વેદાન્તના મરદાની ભજનો ઘણુ ભાગે નિર્ગુણને અજાતવાદને શુન્ય શિખરને ને નિર્ગુણની

ચે જાહોજલાલીને વર્ણવવા મથે છે ગીતાની પેઠમ ધીરાની ઘણીખરી કાફીઓ ઉપદેશાત્મક છે વ્રત ને વાડના જૈન સાધુરાજોના ભજનો સદાચરણની પરિક્રમણાના બહુધા હોય છે તપસ્વીઓને પ્રાયશ્ચિત્ત દેતા મહન્તો જેમ પંચાગ્નિ તપાવતા, કાંટાવાળા ગેરબન્ધ મારતા, તેમ ભોજા ભક્ત ને બ્રહ્માનંદજી જેવા મહન્તરાજો સંસારને ચાબખા ચે મારે છે પ્રભાતિયા તો નરસિંહના જ મીરાના ભજનોમા સ્ત્રી-કવિની સુમધુર સુકુમારતા પમરે છે જૂના નાણાની પેઠમ એમ જૂના ભજનોમા ચે મૂલ્ય વધારે છે

ઇ સ ૧૮૪૮થી ગુજરાતમા નવો યુગ બેઠો, અને તે હજી સમાપ્ત થયો નથી આ નવયુગના વ્યક્તિજીવનમાથી ને સંસારજીવનમાથી સારા ઘણા વાના ઓસરી ગય છે, તેમ ભજનો ચે ઓસર્યા છે ગિરનારના શિવરાત્રીના મેળામા હજી ભજનની જ રમઝટ ગગનમંડળમા ગાજી રહે છે, જો કે પૃથ્વી ઉપર તો અનેક વિધની પાર્થિવતા ઉભરાય છે નર્મદાતીરે શૂલપાણીશ્વરનો શુક્લતીર્થનો, વાત્રકતીરે ઉત્કંઠેશ્વર મહાદેવનો, ઇડરના ડુંગરાઓમા કેસરિયાજી-સામળાજીનો, દેવકી ઉનાઇનો એ સંઘસમુદાય જોવાના હજી બાકી છે સ્વામીનારાયણના સૈયાનો ભક્તિરંગ હવે ઉપટતો જાય છે આર્યસમાજ પ્રાર્થનાસમાજ થિયોસોફીમા ભક્તિ કે સમસ્ત આત્માની ભરતીઓ કરતા બુદ્ધિની છોળો વધારે ઉછળે છે સાબરના સપ્તસંગમનો વહુઠાનો સમારંભ ને સરસ્વતીતટનો સિદ્ધપુરનો વિશાલ તીર્થસંઘ સંસારી થઇ ગયા છે, ધર્મનેતાઓએ ધર્મની પુનઃસ્થાપના

સ્પૃહા બનતી ઉતાવળે કરવી ઘટે છે નરસિંહમીરાંથી યે પ્રાર્થનામાળામાંના ભજનો મહાન ઉન્નત છે એ ગ બ રમણભાઇનુ પક્ષપાતી સાહિત્યવચન ગુજરાતે સ્વીકાર્યુ નથી આપણા વ્યક્તિજીવનની કથા યે અન્યથા નથી શરીરના ભૂખ્યા કંઈ કે સાધશે, આત્માના ભૂખ્યાના આ જન્મ ને પરજન્મ ઉભય અપુણ્યે અપવાસી જશે અધ્યાત્મશાળી જીવોને એ સ્મરાવવુ પડે એમ છે ? ભજનભૂખ્યો સંસારી આ જીવનમા યે આત્મભૂખ્યો ને પરજીવનમા યે આત્મભૂખ્યો રહે છે

ઉપનિષદ્‌ની ગહનતા કે ગીતામાંના વિરાટદર્શનની ભવ્યતા કે ભાગવતમાંના ગોપિકાગીતની આરત નવગુજરાતના ભજનોમા કેટલી ઉતરી છે ? છતા યે જૂનાનવા ગુજરાતના ભજનોની અને ગુજરાતના રાસની પૃથાઓ ભરતખંડમા બીજે નથી સ્વામી નારાયણના મંદિરોમા, મૂંડિયા બાવાની જમાતમા, ડાકોરજીના ચોકમા, ગિરનારની તળેટીમા ભજનનો ને રાસનો જ્યહારે જ્યહારે સંગમ થાય છે ત્યહારે ત્યહારે, ઉપરથી ચન્દ્રમા અમૃત વરસે છે એમ, ગુર્જર કવિતા યે ગુજરાતીઓ અને ગુજરાતણો ઉપર અમૃતની ઝડીઓ વરસ્તી રહે છે

પૂજનવિધિનુ પરમ સત્ય તો એ જ છે કે જીવન એ જ હરિની પરમ પૂજા, આયુષ્ય એ જ આરતી દેવસેવા કે દેવદર્શન જીવનમા ન ઉતરે તો એ સેવા કે દર્શન, એ કથા કે કિર્તન મિથ્યા જ છે પરા પૂજા એ જ હરિની મહાપૂજા છે છતા ગણિતના ગૂઢ કોયડા જેમ બાલકોને માટે નથી પણ ગણિતશાસ્ત્રિઓને કાજે છે, તેમ

શ્રીમદ્ શંકરાચાર્યજીનું પરા પૂજાનું સ્તોત્ર અગાધ બ્રહ્મ નીરના મહાતારાઓને કાજે છે, આરે બેસી પાવળે પાવળે ન્હાનારને કાજે નથી. સાકારપૂજકો તો સાકારને યે પૂજે છે; નિરાકારના આપણા ઉપાસકો તો બહુધા કોઇને યે ઉપાસતા નથી. એ માનસદેશની મનોદશા આપણા સંસાર શાસ્ત્રીઓથી અજાણી છે? વેદકાળમાં, મૂસા ને ઝરથૂસ્તના યુગોમાં, ખ્રીસ્તસમયે, ઈસ્લામની સ્થાપનાના ઝમાનામાં ભજન જીવનની એક જરૂરિયાત ગણાતી. આજે યે ભજન વિલાસ નથી, જીવનની જરૂરિયાત છે. મન્દેશવાહી પયગમ્બરો ને મન્ત્રદ્રષ્ટા મહર્ષિઓ એ જ સાચા ધર્મધુરન્ધર ને સંસારતારણહાર છે.

ચૈત્રી પડવો, ૧૯૮૦ ન્હાનાલાલ દલપતરામ કવિ



# અનુક્રમણિકા



પાનું

૧

## પરમ પ્રેમ પરબ્રહ્મ



પરમ પ્રેમ પરબ્રહ્મ
માત પ્રેમ, તાત પ્રેમ, પુત્ર પ્રેમ, પુત્રી પ્રેમ,
દંપતીના દૈવ પ્રેમ, પ્રેમ છે સંસારસાર
પરમ પ્રેમ પરબ્રહ્મ

દયા પ્રેમ, દાન પ્રેમ, ભક્તિ પ્રેમ, જ્ઞાન પ્રેમ,
યોગ પ્રેમ, મોક્ષ પ્રેમ, પ્રેમ તે સંન્યસ્તાધાર
પરમ પ્રેમ પરબ્રહ્મ

સ્થૂલ પ્રેમ, સૂક્ષ્મ પ્રેમ, વિશ્વ કેરો મન્ત્ર પ્રેમ,
સૃષ્ટિનો સુવાસ પ્રેમ, પ્રેમ તેજ કેરો પાર
પરમ પ્રેમ પરબ્રહ્મ

આત્મનો વિકાસ પ્રેમ, જીવનપ્રકાશ પ્રેમ
પ્રેમ–પ્રેમ, સર્વ પ્રેમ પ્રેમનો આ પારાવાર
પરમ પ્રેમ પરબ્રહ્મ.



૨

## ઉગે છે પ્રભાત આજ



ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે,
ઉગે છે ઉષાનુ રાજ્ય ધીમે ધીમે,
    ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે

રજનીની ચુંદડીના
છેડાના હીરલા શા
ડૂબે છે તારલા આજ ધીમે ધીમે,
    ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે

પરમ પ્રકાશ ખીલે,
અરૂણના અંગ ઝીલે,
જાગે પ્રભુ વિશ્વમા આજ ધીમે ધીમે,
જાગે પ્રભુ જીવમા આજ ધીમે ધીમે,
    ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે



૩

## આવો, આવો પૂજન કાજ



આવો, આવો પૂજન કાજ, આવો, આવો!
ભક્ત! જ્ઞાની! યોગી! તપસ્વી!
પૂજન કાજ આવો, આવો!
ગાઓ, ગાઓ મહિમાગીત, ગાઓ, ગાઓ!
ઋષિ! કવિ! દ્રષ્ટા! પયગમ્બર!
મહિમાગીત ગાઓ, ગાઓ!
ગાઓ, ગાઓ!
સચ્ચિદાનન્દ! સચ્ચિદાનન્દ! ઓમ્ સચ્ચિદાનન્દ!
આવો, આવો પૂજન કાજ, આવો, આવો!

૨

બુદ્ધિ, હૃદય, તિમિર, તાપ, સ્થૂલ, સૂક્ષ્મ, પુણ્ય, પાપ,
રસ-ભાવ-સૌન્દર્ય કેરી વિવેકદષ્ટિઓ
જડચેતનની જીવન્ત અસ્તિત્વવાણ
એ જ ભાખે, એ જ ઉચ્ચારે જીવનશબ્દે
પ્રભો! તુ છે, પરબ્રહ્મ! તુ છે
પૃથ્વિપટની વનરાજી, વ્યોમતટની તેજરાજી,
પુષ્પ, પત્રો, સૂર્ય, ચન્દ્ર, ને વ્યોમગંગા
વિશ્વકુલની સકલ વિરાટવાણ
એ જ ભાખે, એ જ ઉચ્ચારે તેજસૂશબ્દે
બ્રહ્માંડ બ્રહ્મનુ પરમ મન્દિર છે

ભક્તિ, ધ્યાન, પૂજન, યોગ, સમાધિના ચેતનતરંગ
સન્ત જનના અમીમધુર જીવનપરાગ
 ગહનતાની ગહન આનન્દવાણ
 એ જ ભાખે, એ જ ઉચ્ચારે ગહન શબ્દે
સચ્ચિદાનન્દ ! સચ્ચિદાનન્દ ! ઓમ્ સચ્ચિદાનન્દ !

આવો, આવો પૂજન કાજ, આવો, આવો !

૩

 પંચેન્દ્રિયની પંચજ્યોત અખંડ આરતી,
ક્ષણ ક્ષણ, દિવસ દિવસ, ઋતુ ઋતુ, જીવન જીવન
કર્મયોગના નૈવેદ્ય, જ્ઞાનયોગના ધૂપદીપ,
 ધ્યાનયોગના પૂર્ણજ્યોત દર્શન ને સાક્ષાત્કાર,

એ જ ભક્તિ, એ જ પૂજા, એ જ મહિમાગાન,
એ જ પુણ્ય, એ જ સાધુત્વ, એ જ મહાસંન્યાસ
 એ જ ભવનો મન્ત્ર, એ જ ભવનુ શાસ્ત્ર;
 એ જ તપ, એ જ યોગ, એ જ આયુષ્યવેદ
 એ જ બ્રહ્મનુ બ્રહ્મસમર્પણ
 માડો, માડો એહ જીવનયજ્ઞ,
 સન્તન ! એહ જીવનમોક્ષ
સચ્ચિદાનન્દ ! સચ્ચિદાનન્દ ! ઓમ્ સચ્ચિદાનન્દ !
આવો, આવો પૂજન કાજ, આવો, આવો !



૬

## જોગીઓના બાળ



અમે જોગીઓના બાળ !
ગેરુ ધરીને ધરાવશુ,
પીને પાઈ દઇશુ કાળ
અમે જાગીઓના બાળ ધ્રુવ

ઘોળ્યા ચાંદા ને ઘોળ્યા સૂર્યને,
ઘોળ્યા દિવસ ને રાત્ર,
ઘોળી ઘોળી ને સોમ સારવ્યો,
છલકે એ અમ પાત્ર
પાત્ર ધર્યું મુખ જગતને
અમે જોગીઓના બાળ !

શોક ને મોહ સરી પડ્યા,
લાધ્યા સ્નેહ ને કલ્યાણ
ઝોળી ભરી ભરી લાવીએ,
અમને ચાખવાની આણ,
થાળ પૂરી જગ પાઠવ્યા,
અમે જોગીઓના બાળ !

ગિરિ ગિરિના કણ સંઘર્યા
બોધ્યા મનુને સમાજ,
કોઇએ રચ્યા રક્ષણ દેહના,
કોઇએ પ્રાણ કેરો સાજ
ઉત્સવ જોઇને આનન્દિયે
અમે જોગીઓના બાળ !



૫

## આવજો યમુનાઘાટ



આવજો-આવજો યમુનાઘાટ, ત્હા મળશુ.
આવજો-આવજો, ગાયો લાવજો, ત્હા ચરાવજો,
આવજો યમુનાઘાટ, ત્હા મળશુ ધ્રુવ.
એક મીટ બીડુ ત્હા તો બીજી મીટ ઉઘડે,
વ્હાલાની જોઉ છુ જલતીર વાટ,
યમુનાઘાટ, ત્હા મળશુ
આસુડા ન નીતરે, ન ઘેન મ્હારા ઉતરે,
વિશમે ન આખના ઉચાટ,
યમુનાઘાટ, ત્હા મળશુ
પધારો, પધારો, એક તરશ દરસની,
પ્રાણ કેરા માડી મ્હેલ્યા પાટ,
યમુનાઘાટ. ત્હા મળશુ
દૂધડલા દ્દોહશુ, પીશુ ને પાશુ,
મટુકી ભરી લઇશુ જગને માટ,
યમુનાઘાટ, ત્હા મળશુ
ઘેરી ઘેરી મોરલીમા સાગરના શબ્દ વાજા,
લખજો બ્રહ્મલેખ મ્હારે લલાટ,
યમુનાઘાટ, ત્હા મળશુ
આવજો-આવજો યમુનાઘાટ, ત્હા મળશુ,
આવજો-આવજો, હઇડા લાવજો, ત્હા ચરાવજો,
રસયમુનાને ઘાટ, ત્હા મળશુ



૬

## બ્રહ્મબંસરી

卐

પરમ શબ્દ એ સુણો,
હો ! પરમ શબ્દ એ સુણો,
બોલે બ્રહ્માંડે બ્રહ્મબંસરી તણો,
રટે આનન્દ-આનન્દ સ્થૂલસૂક્ષ્મના કણો
પરમ શબ્દ એ સુણો

એ શબ્દ કો ગહન આત્મિક વાણી બોલે,
એ શબ્દ વીંધી ત્રણ લોક અપાર ડોલે

મન્દ મન્દ જેમ ફોરે મધુર ફૂલડાં, સખિ !
ચન્દ્ર-ચન્દ્ર જેમ વહે અમૃતચન્દ્રિકા, સખિ !
એવી ધીરી,
એવી ધીરી ઓ અધીરી ! બજે બ્રહ્મબંસરી
પરમ શબ્દ એ સુણો

માની મહાસમય માનવભાગ્યનો, હો !
કલ્યાણમંગલ ભણે સુરમંડલીઓ
ગાજે દેવતાના દુંદુભિ આનન્દના,
ગીત નન્દનના નન્દિની ને નન્દના,
ઉડે પડઘો અનન્તતાની અડીમાં ઘણો,
ઝીણી તારલીના કિરણ સરિખડો ઝીણો ઝીણો,
પરમ શબ્દ એ સુણો

૭

## પ્રેમકુંજની ઘટાઓ



અહો! જગતઆળમા તપ્યા તપસ્વીઓ!
આત્મછાયડીને શોધતા મુમુક્ષુઓ!

પ્રેમકુંજની ઘટાઓ છે સોહામણી,
રસની વાડીની વસન્ત છે રળિયામણી.

અહીં પ્રેમ કેરા ભવ્ય જગત્પ્રાણ છે,
અહીં સનાતન તીર્થ ને કલ્યાણ છે

રમણભોમ શી વિશાલ છે અગાસીઓ,
ત્હ્યાં પધારજો, રસપન્થના પ્રવાસીઓ!

પરમ પ્રેમના પૂજારી હો તે આવજો!
હૃદયથાળમા પૂજાપો ભરી લાવજો!



૮

## આવો-આવો, સન્તન !

આવો-આવો !
આવો-આવો, સન્તન સહુ ! આવો-આવો !
ગાવો-ગાવો, આશાગીત ગાવો-ગાવો !
આશભર્યા, યૌવનભર્યા, જીવનભર્યા આવો-આવો !

યજ્ઞ કેરા ઓજસ્ ઓપે, દર્શન હ્યો, તમસ્ લોપે,
ઉર-ઉર જ્યોતિ રોપે, આવો-આવો !
આશભર્યા, યૌવનભર્યા વિ

ઉર્મિ સમો ધ્વજ ઉડે, નિરાશા-નિ શ્રદ્ધા બૂડે,
આશાને મન્દિરે રૂડે આવો-આવો !
આશભર્યા, યૌવનભર્યા વિ

આત્મ શું વિશાળ વ્યોમ, પ્રેમભક્તિની આ ભોમ,
બ્રહ્મ વહે રોમરોમ આવો-આવો !
આશભર્યા, યૌવનભયા વિ



૯

# સિન્ધુનીરે

( બંગાળીમાંથી ભાષાન્તર )



સચ્ચિદાનન્દ સિન્ધુનીરે પ્રેમાનન્દની લહરી
મહાભાવ રસલીલા શી માધુરી ! વારી ! વારી !
સચ્ચિદાનન્દ સિન્ધુનીરે ધ્રુવ

વિવિધ વિલાસ રસપ્રસંગ, કેવા અભિનવ ભાવતરંગ,
ડૂબે છે, ઉઠે છે, કરે છે રંગ નવીન નવીન રૂપ ધરી !
સચ્ચિદાનન્દ સિન્ધુનીરે

મહાલોકે સમુદાય એકાકાર થઇ રહ્યા,
દેશકાલ વિવિધતા ભેદાભેદ દૂર થયો.
સચ્ચિદાનન્દ સિન્ધુનીરે

હવે આનન્દે માતા થઇ,
બે બાહુ ઉછાળી,
બોલો રે મન ! હરિ હરિ
સચ્ચિદાનન્દ સિન્ધુનીરે.



૧૦

## સ્તુતિનુ અષ્ટક



પ્રભો ! અન્તર્યામી ! જીવન જીવના ! દીનશરણા !
પિતા ! માતા ! બન્ધુ ! અનુપમ સખા ! હિતકરણા !
પ્રભા, કીર્તિ, કાન્તિ, ધન, વિભવ, સર્વસ્વ જનના !
નમુ છુ, વન્દુ છુ, વિમલમુખ સ્વામી જગતના !

સહુ અદ્ભુતોમા તુજ સ્વરૂપ અદ્ભુત નિરખુ,
મહાજ્યોતિ જેવુ નયન શશિ ને સૂર્ય સરખુ,
દિશાની ગુફાઓ, પૃથિવિ, ઉડુ આકાશ ભરતો,
પ્રભો ! તે સૌથી યે પર પરમ તુ દૂર ઉડતો

પ્રભો ! તુ આદિ છે, શુચિ પુરુષ પુરાણુ તુ જ છે,
તુ સૃષ્ટિ ધારે છે, સૃજનપ્રલયે નાથ ! તુ જ છે,
અમારા ધર્મોનો અહર્નિશ ગોપાલ તુ જ છે,
અપાપી-પાપીનુ શિવસદન કલ્યાણ તુ જ છે

પિતા છે એકાકી જડ સકલ ને ચેતન તણો,
ગુરુ છે, મ્હોટો છે, જનકુલ જણો પૂજ્ય તુ ઘણો;
ત્રણે લોકે, દેવા ! નથી તુજ સમો અન્ય, ન થશે,
વિભુરાયા ! તુથી અધિક પછી તો કોણ જ હશે ?

વસે બ્રહ્માડોમા, અમ ઉર વિશે વાસ વસતો,
તુ આઘેમા આઘે પણ સમીપમા નિત્ય હસતો,
નમુ આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમુ કોટી વારે, વળી પ્રભુ ! નમસ્કાર જ હજો.

અસત્યો માહીથી પ્રભુ ! પરમ સત્યે તુ લઇ જા,
ઊડા અન્ધારેથી પ્રભુ ! પરમ તેજે તુ લઈ જા,
મહા મૃત્યુમાથી અમૃત સમીપે નાથ ! લઇ જા,
તુ હીણો હુ છુ, તો તુજ દરસના દાન દઇ જા

પિતા ! પેલો આઘે જગત વીંટતો સાગર રહે,
અને વેગે પાણી સકલ નદના તે ગમ વહે,
વહો એવી નિત્યે અમ જીવનની સર્વ ઝરણી
દયાના, પુણ્યોના તુજ પ્રભુ ! મહાસાગર ભણી

થતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરૂ,
કૃતિ ઇન્દ્રિયોની, મુજ મન વિશે ભાવ જ સ્મરૂ,
સ્વભાવે, બુદ્ધિથી, શુભ અશુભ જે કાઇક કરૂ,
ક્ષમાદષ્ટે જોજો, તુજ ચરણમા નાથજી ! ધરૂ

## ૧૧

## બાર ઉઘાડ



પ્રભો ! પાય લાગુ, ત્હારા બાર ઉઘાડ
બાર ઉઘાડ, ત્હારા બાર ઉઘાડ,
બાર ઉઘાડ
　　પ્રભો ! પાય લાગુ, ત્હારા બાર ઉઘાડ

પાલવ ઢાળુ, પ્રાણ ઓવારૂ,
　　ગેબથી પધારી ત્હારા બાર ઉઘાડ
　　પ્રભો ! પાય લાગુ, ત્હારા બાર ઉઘાડ

દિવસો દોહલ વીતિયા, મુખઝખવતા માસ;
વરસો વીત્યા વિતકના આશા થાય નિરાશ

બાર ઉઘાડ
　　પ્રભો ! પાય લાગુ, ત્હારા બાર ઉઘાડ



૧૦

## બતાવો–બનાવો કોઇ



દેવના તો દ્વાર હો ! બતાવો–બતાવો કોઈ,
ભૂલ્યાને તો બાર હો ! બતાવો–બતાવો કોઈ,
બતાવો–બતાવો કોઇ

હતી દિનની પ્રભા, સન્ધ્યા પડી ત્હેમા,
ઉડી સન્ધ્યા ય, આ મધગતના વન હો !

જગતની મેઘલી જામી ગગનભરમા,
ડુબ્યા જ્યોતિ જીવનના, એ જગાવો કો
જગાવો–જગાવો કોઈ,
જગાવો–જગાવો કોઇ

ભૂલ્યાને તો બાર હો ! બતાવો–બતાવો કોઈ,
દેવના તો દ્વાર હો ! બતાવો–બતાવો કોઈ,



૧૩

## જય ત્રિભુવનેશ્વરી !



જય ત્રિભુવનેશ્વરી !
જય લોકલોકની વિધાત્રી ! જય મહેશ્વરી ! ધ્રુવ

જય સદ્‌બુદ્ધિ ! સ્મૃતિ ! ધૃતિ ! જય પુણ્યપ્રેરણા !
જય ત્રિગુણાત્મની માયા ! જય જગઆદેશના !
જય મહાશક્તિ ! દુર્ગે ! જય વિશ્વચેતના !
જય ત્રિભુવનેશ્વરી !

જય આશાપૂર્ણિ ! સહુપ્રકાશિનિ ! પૂર્ણકલા હો !
જય જીવનશ્રી ! સુન્દરતા ! સ્વર્ગસુધા હો !
જય બ્રહ્મલીલા ! બ્રહ્મછાયા ! બ્રહ્મપ્રભા હો !
જય ત્રિભુવનેશ્વરી !

જય શ્રધ્ધે ! જય વજ્રધારી વિશ્વવિજયિની !
જય ધાત્રી વિભુ વિરાટની ! જય સર્વપાવની !
જય જગર્જનની અમ્બે ! જય બ્રહ્મસ્વામિની !
જય ત્રિભુવનેશ્વરી !



## ૧૪

## પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ



અહો પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ !
    મહાવિશ્વ તુજ આરતી વધાવે,
ચારુ રવિચન્દ્રની કાન્તિને ઝંખવે
    તુજ શિખા એવી જગ આવે          ધ્રુવ

આત્મના કિરણ જગદાત્મના કિરણ શું
    આયુભરની ગૂંથે ગ્રન્થી,
જ્યોત શું જ્યોત ભળી હોય ઉદ્યોત
    તે ઓળખે પ્રેમના પન્થી
        અહો પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ !

હૃદયને ધામ, ને નયનને ગોખ,
    ને ગગનની અગાસીને ખોળે,
નક્ષત્ર રમ્માર સમારસિંહાસને
    ડોલતા દીપ અમી ઢોળે
        અહો પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ !



## ૬૫

# પ્રેમનો પદારથ



પ્રેમનો પદારથ પારખો રે પરખન્દા સન્તો !
કામનાનાં કૌવચ ઓળખો, રે પરખન્દા સન્તો !

આ શુક્ર ઉગ્યો, ને ગુરુ ઉગ્યો,
    ન્હેય અજવાળાં આભે ન થાય,
પણ ચન્દ્ર ઉગ્યે ઓળપાંખડી
    જેમ અન્ધારાં રાતનાં ધોવાય
        રે પરખન્દા સન્તો !

કામનાનાં કૌવચ ઓળખો, રે પરખન્દા સન્તો !
પ્રેમનો હીરલો પારખો, રે પરખન્દા સન્તો !



૧૬

## પ્રેમનો સંચાર

( બંગાળીમાંથી ભાષાન્તર )



ક્યહારે થશે હવે પ્રેમનો સંચાર ?
થઇશું પૂર્ણકામ, બોલશું હરિનામ,
  નયને વહતા હર્ષઅશ્રુધાર ?
  ક્યહારે થશે હવે પ્રેમનો સંચાર ?    ધ્રુવ

ક્યહારે થાશે અમ શુદ્ધ પ્રાણમન ?
ક્યહારે જાશું અમે સ્નેહવૃન્દાવન ?
સંસારબન્ધન બનશે વિમોચન ?
  જ્ઞાનાંજને ફિટશે લોચનઅન્ધાર ?
  ક્યહારે થશે હવે પ્રેમનો સંચાર ?

કરશે પારસમણિ જ્યાહરે સ્પર્શન ?
લોહમયી દેહ થઈ રહેશે કાચન ?
હરિમય વિશ્વનું કરીશું દર્શન ?
  લોટીશું ભક્તિને પન્થે અનિવાર ?
  ક્યહારે થશે હવે પ્રેમનો સંચાર ?

હાય ! ક્યહારે જાશે અમ ધરમકરમ ?
ક્યહારે જાશે જાતિકુલના ભરમ ?
ક્યહારે જાશે ભવભાવના શરમ ?
  પરિહરી અભિમાન લોકાચાર ?
  ક્યહારે થશે હવે પ્રેમનો સંચાર ?

ચોળા સર્વે અંગે ભક્તચરણુરૂલિ,
સ્કન્ધે સદા ધરી વૈરાગ્યની ઝોળી,
પીશું પ્રેમવારી બન્ને કરો ભેળી
  અંજલિ અંજલિ પ્રેમયમુનાપાર
  ક્યહારે થશે હવે પ્રેમનો સંચાર ?

પ્રેમમસ્ત થઇ હસીશું-રડીશું,
સચ્ચિદાનન્દને સાગર તરીશું,
મસ્ત બની મસ્ત સર્વને કરીશું
  હરિપદે નિત્ય વિહરશું વિહાર,
  ક્યહારે થશે હવે પ્રેમનો સંચાર ?

❦

## ૧૭

## આવશે એવા કો બ્રહ્મના તેજ

વનવનના અન્ધારા વામશે,
હો ! આવશે એવા કો આભના તેજ
હો ! સન્તજી ! એવા કો દેવના તેજ

જેવો વિશ્વ પ્રકાશી વ્યોમ વિલસે પ્રાત સમેનો રવિ
જેવો રાત્રિ સુહાવી ચન્દ્ર ચમકે પીયૂષનો રાજવી,
ને જેવા કિરણો અનસ્ત ધ્રુવના આવન્ત મિષોન્મિષે,
એવા વચનુ બ્રહ્મના ઉતરશે, અન્ધાર ઉજાળશે

જગજગના અન્ધાર વામશે,
હો ! આવશે એવા કો દેવના તેજ
ઉરઉરના અન્ધારા વામશે,
હો ! આવશે એવા કો બ્રહ્મના તેજ
હો ! સન્તજી ! એવા કો બ્રહ્મના તેજ

૩૮

## હો યોગીન્દ્ર !



અહો ! દૂર દૂર દૂરના દરવેશ ! હો યોગીન્દ્ર !
આપો દેવના યે દેવના સન્દેશ, હો યોગીન્દ્ર !

અહો ! દુખિયાને એક દેવબોલ, હો યોગીન્દ્ર !
આપો માનવીને એક બ્રહ્મકોલ, હો યોગીન્દ્ર !

અહો ! અધૂરા પૂરાય એવી આશ, હો યોગીન્દ્ર !
આપો અન્ધારા ઉજાળે એ ઉજાસ, હો યોગીન્દ્ર !

અહો ! સદન સદન પુણ્યના સુવાસ, હો યોગીન્દ્ર !
આપો પ્રાણ પ્રાણ પ્રભુજીના વાસ, હો યોગીન્દ્ર !



## ૨૯

## પ્રભુના પરમ ધન

પરમ ધન પ્રભુના લેજો, લોક !
રૂપું ધન, ધન સોનું,
હો અબધૂત ! હીરા મોતી ઝવેર,
હો અબધૂત ! હીરા મોતી ઝવેર
સત્તા ધન, ધન જોબન ચળ સહુ,
અચળ બ્રહ્મની લહેર,
પરમ ધન પ્રભુના લેજો, લોક !
નહીં સૂરજ, નહીં ચન્દ્ર,
હો અબધૂત ! નહીં વીજળીચમકાર,
હો અબધૂત ! નહીં વીજળીચમકાર,
અગમનિગમની યે પાર, અપાર એ
બ્રહ્મ તણા ભંડાર,
પરમ ધન પ્રભુના લેજો, લોક !
દૂર થકી પણ દૂર,
હો અબધૂત ! પ્રાણ થકી પણ પાસ,
હો અબધૂત ! પ્રાણ થકી પણ પાસ
ઊગે તપે કે આથમતા યે
એ ધન છે અવિનાશ
પરમ ધન પ્રભુના લેજો, લોક !

२८

## જગતના ભાગ્ય



જોજો, જોજો જગતના આ ભાગ્ય, જન સહુ ! જોજો રે
ઊંડો ભાળી અનન્ત ઉજાસ આંસુડાં લ્હોજો રે

કાળા વાદળ ઉલટે અથાગ ભર્યા અન્ધકારે રે
ત્હો ચે અનુપમ તેજસોહાગ દિશાઓ પ્રસારે રે

ઝ્ની શોકની માઝમ રાત ઘેરી ઉતરશે રે,
મહીં ચન્દ્રની અમૃતભાત ઝીણી ઝગમગશે રે

અયિ ! દુઃખ તણી મહારેલ ક્ષિતિજ ફરી વળશે રે
ફર ફર ક્ષિતિજને મહેલ સુખડાં સુહવશે રે

જોજો જોજો વિધિના આ ફન્દ, અલૌકિક જોજો રે
ઊંડો ભાળી અખંડ આનન્દ આંસુડાં લ્હોજો રે



## ૨૧

## બ્રહ્મભૂલ્યા નરનાર



ભજન કરી લ્યો રે !
ભજન કરી લ્યો રે !

અરે ! બ્રહ્મભૂલ્યા નરનાર !
અહો ! ભવજલના તરનાર !
ભજન કરી લ્યો રે !—

સભર ભરી લ્યો રે !
સભર ભરી લ્યો રે !

કંઈ બ્રહ્મગીતે સંસાર
અહો ! ભવજલના તરનાર !
ભજન કરી લ્યો રે !—

દિવસ ઉગે, બપ્પોર તપે, ને
ગત ન થએ લગીર
પળ પળ ક્ષણુ ક્ષણુ જાય વહી,
જ્યમ નદીઓ કેરા નીર
ભજન કરી લ્યો રે !

ઉંઘમા પોઢયા, ને સ્વપ્ના લાધ્યા,
દીઠ સ્વપ્નામા ફકીર,
જાગીને જોયુ તો આપણુ
સહુ આત્માના અમીર
ભજન કરી લ્યો રે !

સરોવરિયા થકી સાગર મ્હોટો,
ને સાગરથી વડુ વ્યોમ,
વ્યોમ સકલ ભરીને પર વિલસે
પરમ બ્રહ્મની ભોમ
ભજન કરી લ્યો રે !

卐

## ૨૨

## દુઃખસુખ



દુખસુખ આવે રે તે સ્હેજો !
માજીના ચરણકમલમા રહેજો !
 દુખસુખ આવે રે તે સ્હેજો !

સુખડા તગ્તા રે રૂડા છે
દુખડા પાછળ રે ઊડા છે
માજીના ઊડારૂડા સન્દેશ
 દુખસુખ આવે રે તે સ્હેજો !

સુખડાની શોભા રે સુલભ છે,
દુખડાના હેતુ રે ગહન છે,
માજીના ગહનસુલભ આદેશ
 દુખસુખ આવે રે તે સ્હેજો !

મા ! તુજ પ્રેમલ રે રચના છે,
મા ! તુજ સહૃથ રે ઘટના છે
મા ! તુજ સહૃર્થપ્રેમલ નિવેશ
 દુખસુખ આવે રે તે સ્હેશુ

 મા ! તુજ ચરણકમલમા રહેશુ
દુખ સુખ આવે તે મા ! સ્હેશુ



## ૨૩

## બ્રહ્માંડ કહે છે કે બ્રહ્મ છે



અહો ! 'ધન્ય-ધન્ય' હો !
    બ્રહ્માંડ કહે છે કે બ્રહ્મ છે
અહો ! 'ધન્ય-ધન્ય' હો !
    દુનિયા કહે છે કે દેવ છે

વડા પાથર્યા આભના પત્ર કાળા,
લખી તેજના શબ્દથી મન્ત્રમાળા
દિશાકાલદોરે ગૂંથ્યા સૌ ખગોળે
નકોઅન્ય બ્રહ્માંડનો બ્રહ્મ બોલે

અહો ! 'ધન્ય-ધન્ય' હો !
    બ્રહ્માંડ કહે છે કે બ્રહ્મ છે



૨૪

## મીરાં ને મહારાણો

卐

૧ ‘ જાવ ’ કહેશો તો અમે જાશુ, મહારાણા !
પગલાં પશ્ચિમ મહીં માંડશુ,
મેવાડથી જ ઓળખાશુ, મહારાણા !
‘ જાવ ’ કહેશો તો અમે જાશુ

૨ આથમણે અવનીના છેડા, મહારાણા !
આથમણે રવિરાજી આથમે,
આથમણે જઈ આથમીશુ, મહારાણા !
‘ જાવ ’ કહેશો તો અમે જાશુ

૩ ક્ષત્રિયચક્ર ચહુ દિશમાં, મહારાણા !
આગવલ્લીના વચ્ચે ઓટલા,
સીસોદિયા–સિંહ ગાજે, મહારાણા !
ગાજે ને ગજવે રાજસ્થાનને

૪ દેવળ દેવળ દીવા, મહારાણા !
ગગને તારલિયા ને ચન્દ્રમા,
આછા–અદકા એ ઉજિયારા, મહારાણા !
સૂરજ ઉગ્યે દિ ઉગશે

૫ એકલડો ને અલબેલો, મહારાણા
ગિરિ માથે ગઢ છે ચિતોડનો,
એકલડા એમ ઉભીશુ, મહારાણા !
મેવાડની કીર્તિ કેરી દીવડી

卐

૨૫

## સાચના સીપાઈ



સાચના સીપાઇ,
અમે સાચના સીપાઈ,
સાચ અમારી તરવારે,
ને સાચની બાંધી સવાઇ
અમે સાચના સીપાઈ

સાચ અમારા લ્હેડવયા,
તે લ્હેડશે સાચલ્હેડાઇ,
સુણો, અમારા બ્યૂગલ વાગે
સાચની હાક છવાઇ
અમે સાચના સીપાઇ

જૂઓ, અમારી વજા ફરફરે,
સાચની લહેરો વાઇ,
જામે સાચનુ લશ્કર સઘળે,
આવો ત્હમે ય, ભાઈ !
અમને સાચના સીપાઇ



૨૬

## જોગી તણા જયકાર



અહો ! જોગી તણા જયકાર
બધું બ્રહ્માંડ ભરે
હરિના ધ્વજને ધરનાર
જગે જયયાત્રા કરે

યુદ્ધ જીત્યો રણસ્થંભ જીત્યો જેહ,
લોક જીત્યો જેણે ક્રોધને જીત્યો
લક્ષ્મી જીત્યો જેણે લોભ જીત્યો,
કઇ દુઃખ જીત્યો જેણે શોકને જીત્યો
ઇન્દ્ર જીત્યો જેણે યજ્ઞ જીત્યો,
અહીં મોક્ષ જીત્યો જેણે આનન્દ જીત્યો
વિશ્વ જીત્યો જેણે કામ જીત્યો,
અને બ્રહ્મ જીત્યો જેણે આતમ જીત્યો
હરિના ધ્વજને ધરનાર,
જગે જયયાત્રા કરે,
અહો ! જોગી તણા જયકાર,
બધું બ્રહ્માંડ ભરે



## ૨૭

## યમદમ યોગીની શતાબ્દિ

( દ[illegible]દા ની ૧૦૧ મી જન્મજયન્તી )



જોગી ! ત્હારા જીવનના સો–સો વર્ષો વીતિયા હો જી,
જોગી ! એ તો અલખની અંજલિના પૂર,
જોગી ! ત્હારા જન્માક્ષર આજે જગતે ઓળખ્યા હો જી,
જોગી ! એના અવૃરા ત્હેં પૂરિયા નૂર
જોગી ! ત્હારા જીવનના વિ

જોગી ! તું તો અમરાપુરીથી ઉતર્યો આંગણે હો જી,
જોગી ! ત્હારે અમરોના આગલ્યા ઓળખાણ,
જોગી ! ત્હેં તો આગમ આ યુગના ભાખિયા હો જી,
જોગી ! એના આજે યે આવતા એંધાણ,
જોગી ! ત્હારા જીવનના વિ

જોગી ! જેવી ફૂલડાની ફોરમ ફોરે બાગમાં હો જી,
જોગી ! જેવા શીતળ ચન્દ્રના ઉજાસ,
જોગી ! ત્હારા જીવનની મીઠી-મધુરી મંજરી હો જી,
જોગી ! ત્હેના આકુતાશીતળા સુવાસ,
જોગી ! ત્હારા જીવનના વિ૦

જોગી ! જેવા ગિરિવર તો ગેબી ધ્યાનમાં હો જી,
જોગી ! જેવા ભરિયા સરોવર નીર
જોગી ! જેવા ગગનના સેજળ સાગરો હો જી,
જોગી ! એવા ગરવા ને ગુણગંભીર,
જોગી ! ત્હારા જીવનના વિ૦

જોગી ! ત્હારા અક્ષરદેહ અણઆથમ્યા હો જી,
જોગી ! અહીં અવનીમાં અવધોના માપ
જોગી ! તું તો બેઠો જઇ અમૃતગોખમાં હો જી,
જોગી ! અહીં જગતમાં ત્રિવિધના તાપ,
જોગી ! ત્હારા જીવનના વિ૦

જોગી ! બોલે મેના ને ટહુકે કોયલ મોરલા હો જી,
જોગી ! ત્હારો લીલો-સૂકો આ ગુજરાત,
જોગી ! બ્રહ્મમુહૂર્તે ભડકિયા શા ઉગિયા હો જી,
જોગી ! જાગ્યા સન્તો, ને આથમી રાત,
જોગી ! આવ્યો અરુણ, ને પડિયા પ્રભાત
જોગી ! ત્હારા જીવનના વિ૦



૨૮

## ઘંટારવ

( ટેનિસનના ઇન મેમોરિયમમાંના એક ખંડનું ભાષાન્તર



તુજ ગુંજ ઘટા ! ગુંજજે,
ઝંકાર તુજ ઝંકારજે,
આકાશમાં તોફાન, ઘનના ભાગ છે,
વળી ધુમ્મસે ઘેરેલ તેજ બાર છે,
અયિ ! કાલના સાગર વિશે શમ્યું વર્ષ ઊંડી રાત્રિમાં
કંઇ ગુંજ, ઘટા ! ગુંજ તુજ ગુંજાર તે વર્ષાન્તના
જઈ ડૂબ ગુંજ પુરાણને
નવલું કશું અહીં ગુંજજે,
હિમપારથી અયિ ધન્ય ઘટા ! ગુંજજે,
વળી વર્ષ વીત્યું, વીતવા દે વ્યોમમાં,
ગાજી જજે જ અસત્ય, ઘટા ! ગુંજ સત્યની ગુંજન

કરી વિશ્વને સૂના-સૂના ચાલ્યા ગયા,
જે પ્રિય હૃદયમા મન્દતા મૂકતા ગયા,
તે મન્દતા લઇ ઉડજે, મ ગલમયા !
ધનવન્ત ને ધનહીનના કડાસ ગુ જી કઢાડજે
નનુકુલમા તુજ સાન્ત્વનાના ગુ જનો ગુ જારજે

દૂર ગુ જ સસ્થા મૃત્યુમુખ ઢળતી જતી,
હુકુયુદ્ધના હુકાર કાલજૂના વિધિ,
ઉન્નત વિધાનો જીવનાના ગજવશે તુજ ગુજને
વધુ વહી વર્તન મીઠડા, ને પ્રેમનિર્મળ કાનુને

કઈ પાપ, કઇ વાછા, હૃદયની વેદન
શ્રદ્ધાવિહોણા નિરુત્સાહો હાલન
દૂર ગુજી જા કો કોતરોમા કાલના
તુજ શોકવેગ ગીત પણ દૂર ગુજ, માનવકુ જમા,
કો મહાભાવ વિશાલ વીણાધારના ગુજાર ગા

જુઠ્ઠી મહત્તા જન્મ ને જાગીરની,
રાષ્ટ્રીય કલકો, વૈરબુદ્ધિ વીરની,
વહી ગુજ, ઘટા ! ઘોર માહિ અંધારિણી
પણ સત્ય ને નીતિ વિશે નવરગ સ્નેહ જગાડજે,
જગક્ષેમના રસપ્રેમની લગની અખડ લગાડજે

જૂની ટાળ રીતિ રોગની, ઉદ્વેગની
અયિ ! ટાળ કાચનકામના સકોચતી,
કર શાન્ત ગુજી સહસ્ર વર્ષો વિશ્વના સગ્રામના,
ગુજી જગાવ પ્રશાન્ત તે ગુજાર સન્તત શાન્તિના.

અન્તર સદા વિકસાવજે,
કરુણાભર્યો કર લાવજે,
વડુ વીરમડલ ચૂર સ્વતન્ત્ર સુહાવજે
ગુંજી જજે આ દેશના અન્ધાર ઘેરી રાત્રિના,
ગુંજારજે શુચિ રગ તેજસુહાગ વિશ્વવિધાત્રીના
અયિ ! ગુંજ, ઘટા ! ગુંજ તુજ ગુંજાર એ
ઝકાર પ્રભુમન્દિરના ઝકારજે
રાનુબાલ મગલ મગલાથી જગાડજે
તુજ ગુંજનો અહ ! ગુંજ મજુલભાવ દેવપ્રભાતના
ઘટા ! અમારા ભુવનમા સગીત ગાજે તાતના



૨૯

## અનુભવમાળા



અનુભવમાળા લખુ કે ન લખુ, ત્હો યે શુ ?
ગહન સત્યો સુખદુઃખ બની આવે
વિતર્કજાપો જપુ, કે ન જપુ, ત્હો યે શુ ?
મહાતત્ત્વો અશિથિલ ગૂથાઇ બેઠાં
હવે આંખો ભરૂ, કે ન ભરૂ, ત્હો યે શુ ?
કૃપાઅશ્રુ પ્રિયના મળ્યા હતા તે
કરુણ ગીતો રડુ, કે ન રડુ, ત્હો યે શુ ?
હતા વ્હાલા અણમોલ, વિખેરાયા
ભુવન સાજે સજુ કે ન સજુ, ત્હો યે શુ ?
અનુભવગાનો લખુ, કે ન લખુ, ત્હો યે શુ ?



૩૦

## હરિના દર્શન



…નયનોની આળસ રે, ન નિરખ્યા હરિને જરી,
…ક મટકું ન માર્યું રે, ન હરિયા ઝાંખી કરી

શોકમોહના અગ્નિ રે તપે, ત્હેમાં તમ થયા,
નથી દેવના દર્શન રે કીધા, ત્હેમાં રક્ત રહ્યા

પ્રભુ શ્રવણે વિરાજે રે, ભજનમાં સભર ભર્યાં,
નથી આંખુ પણ ખાલી રે, ચરાચરમાં ઉભર્યાં

નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઇ રહે
નાથ વાયુની પેઠે રે સદા મુજ ઉરમાં વહે

જગ ઉઘડે આંખડલી રે, તો સન્મુખ તેહ તદા,
બ્રહ્મ બ્રહ્માંડઅળગા રે ઘડી યે ન થાય કદા

પણ પૃથ્વીના પડળો રે, શી ગમ ત્હેને ચેતનની ?
જીવે એ વર્ષ વૂવડ રે, ન ગમ ત્હો યે કઈ દીનની

સ્વામી સાગર સરિખા રે, નજરમા ન માય કદી
ઝુભ થાકીને વિરમે રે, વિગટ વિગટ વદી

પેલા દિવ્ય લોચનિયા રે પ્રભુ ! ક્યહારે ઉઘડશે ?
આવા ઘોર અન્ધાર રે પ્રભુ ! ક્યહારે ઉતરશે ?

નાથ ! એટલી અરજી રે, ઉપાડો જડપડદા
નેના ! નિરખો ઊંડેર રે, હરિવર હરસે સદા

આખ ! આળસ છાડો રે કરો એક ઝાખી કરી
એક મટકું તો માડો રે, હૃદય ભરી નિરખો હરિ



## ૩૧

## વનના આમન્ત્રણ



વનના આમન્ત્રણ આવ્યા, વ્હાલમજી !
પુરને મહેલ શી ઉણપો હશે ?
લીલમલીલી એ કુંજો વેરાય, ત્હો
એવી વિરાટની વિભૂતિ શી વસે ?
વનના આમન્ત્રણ૦

વનમાં કોયલડી ટહુકે, વ્હાલમજી !
પુરમાંની મેના તો પીંજરે પડી
વનમાં કો કોકિલા ગાજે ગગન ભરી,
પુરમાં પટરાણીઓ રમણે ચ્હડી
વનના આમન્ત્રણ૦

વન માંહિ કેસરીની કેસર, વ્હાલમજી !
પુરમાં કિરીટીના કિરણો સ્ફુરે,
વનમાં વૈરાગ્ય ને વિલાસ છે સોહામણા,
પુરમાં સુવર્ણના સ્વપ્ના ઉરે
વનના આમન્ત્રણ૦

વનમા સરોવર ઘેરા, વ્હાલમજી !
પુરના તો કુંડ કોઇ છાછરછલ્યા,
વનમા શકુન્તલા, ને વનમાહિં ગધિકા,
પુરમા તો કુમળાના કામણ, ભલા !
વનના આમન્ત્રણ વિ

વન ડુંગ આબલા મ્હોર્યા, વ્હાલમજી !
પુરમા કટોરાઘાટ કુંડા ઉભા
વનમા જોગી જ્હાગીરી માણે, નાથ !
પુરમા ગરીબોના દિલડા દૂભ્યા
વનના આમન્ત્રણ વિ

વનના તપોવને તપસી, વ્હાલમજી !
પુરમા વણિક કોઇ વણજે ખીલ્યા,
વનમા તો વિશ્વનો વિહારી વિહારે, ને
પુરમા મનુષ્યની ઝબકે કલા
વનના આમન્ત્રણ વિ

વનના આમન્ત્રણ આવ્યા, વ્હાલમજી !
પુરના યે પુણ્યપાપ ઓછા નથી
વનની મઢૂલીમા સીતા ને રામજી,
રમશુ ત્ય્હા વનની કથાઓ કથી
ચાલો, વનવનની કથાઓ કથી
વનના આમન્ત્રણ વિ

❀

૩૨

## બ્રહ્મચારી

૧

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે બ્રહ્માંડનાથના બ્રહ્મચારી,
અમે નિરવધિ બ્રહ્મના બ્રહ્મચારી

૨

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે આયુષ્યના આનન્દ બ્રહ્મચારી,
અમે રજનીમાં ચન્દ્રદેવ બ્રહ્મચારી,
અમે જગના જયન્તરાજ બ્રહ્મચારી,
અમે ન્હાનડિયા નટવર બ્રહ્મચારી,
અમે શંકરના શિષ્ય નમા બ્રહ્મચારી,
અમે મ્હોરન્તા આંબલા બ્રહ્મચારી

૩

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે બ્રહ્માની કુંવરીના બ્રહ્મચારી,
અમે વિશ્વની વીણાના બ્રહ્મચારી,
અમે સમસ્ત જ્ઞાનના બ્રહ્મચારી,
અમે હરિવરના ચેલા બ્રહ્મચારી,

અમે ભાવિને પૂજનાર બ્રહ્મચારી,
અમે પૃથ્વીમા પગવરના બ્રહ્મચારી,

૪

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે ભરતગોત્રના બ્રહ્મચારી,
અમે આર્યોના પોતરા બ્રહ્મચારી,
અમે લવકુશના વીરા બ્રહ્મચારી,
અમે જને-વને ઝુઝનાર બ્રહ્મચારી,
અમે ઋષિઓના સન્તાન બ્રહ્મચારી,
અમે આત્માના ખોજનાર બ્રહ્મચારી
અમે વેદોના વારસ બ્રહ્મચારી

૫

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે માતૃપિતૃદેવના બ્રહ્મચારી
અમે અતિથિઆચાર્યના બ્રહ્મચારી,
અમે સત્યના વ્રતિયા બ્રહ્મચારી,
અમે ધર્મના તીર્થના બ્રહ્મચારી,
અમે પરમ પન્થના બ્રહ્મચારી,
અમે યોગના યાત્રાળુ બ્રહ્મચારી,
અમે અનાહત નાદના બ્રહ્મચારી,
અમે બાલક તપસ્વી બ્રહ્મચારી,
અમે દેવના દેવત્વના બ્રહ્મચારી,
અમે અગમ્ય દેશના બ્રહ્મચારી,

૬

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે બ્રહ્મત્વ કેરા બ્રહ્મચારી
અમે જનતાના બ્રાહ્મણ બ્રહ્મચારી,
અમે વનવન કલ્લોલતા બ્રહ્મચારી,
અમે પ્રભુના પનોતા બ્રહ્મચારી,
અમે સંસારી સાધુ બ્રહ્મચારી,
અમે જગના જોગન્દર બ્રહ્મચારી,
અમે અલખના અવધૂત બ્રહ્મચારી

૭

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે ભણતા-ભણાવતા બ્રહ્મચારી,
અમે લોકસેવાના બ્રહ્મચારી
અમે પુણ્ય જીવનના બ્રહ્મચારી,
અમે પ્રારબ્ધ ઘડનાર બ્રહ્મચારી,
અમે ઇતિહાસ ખેલનાર બ્રહ્મચારી,
મહાકાળના પાટના બ્રહ્મચારી

૮

બ્રહ્મચારી રે હો ! બ્રહ્મચારી,
અમે બ્રહ્માંડદેવના બ્રહ્મચારી,
અમે આનન્દબ્રહ્મના બ્રહ્મચારી.

卐

## ૩૩
## ગિરિઓમા મોર



જ્યા બોલે-બોલે છે ગિરિઓમા મોર,
ઢેલડ ટહુકો કરે,
મ્હારે અન્તર ઉછળે અકોર,
જીવન ઝોલે ચ્હડે

જયન્ત નથી જીવનનો બોલ, જ્યા ! એ,
નથી ટહુકો એ આત્મનનો,
નથી ઉરઝરણા, એ ભ્રમરમણા
એ ઘોર ધ્વનિ કઇ વનવનનો

જ્યા બોલે-બોલે છે ગિરિગોમા દેવ,
દેવીઓ હાસ્યે હસે,
મ્હારા આયુષ્યનો અવશેષ
શિખરે ને વગડે વસે

જયન્ત નથી જગતનો મન્ત્ર, જ્યા ! એ,
નથી ન્હોતરૂ એ અમરોનુ,
નથી પ્રભુપ્રેરણા, એ મહુ ભ્રમણા
એ ઇન્દ્રજાળ કંઇ અસુરોનુ

જ્યા બોલે-બોલે છે ગિરિઓમા મોર,
ઢેલડ ટહુકો કરે,
મ્હારે અન્તર ઉછળે અકોર,
જીવન ઝોલે ચ્હડે.



## ૩૬

## ધર્મરાયના પાર્ષદને વિદાય



આવજો, ધર્મયુગીના પાટવી રે !
આવજો, બ્રહ્મલોકના મહેમાન જો !
આવજો, પાવન કરજો આંગણું રે !
આવજો લઈ પ્રભુજીના નિશાન જો !
    આવજો ને રોપજો ધ્વજ અમ આંગણે રે

નથી કાંઈ પૂછયું, નથી કાંઈ પૂછવું રે,
નથી કાંઈ પાઠવ્યા પયગામ જો !
કાગળિયા લાવ્યા મહારાજના રે !
લખિયા નહીં બ્રહ્માક્ષર 'રામ' જો !
    પ્રભુજીએ મંગાવ્યા અમ તેડીને રે

જગત ઉતારી દીધ કરે દેવને રે
સાચવજો એ પ્રાણવિરામ જો !
આજે દાનમમય અમ આંખડી રે,
નથી અપશુકન, ઘડી અભિરામ જો !
 હયો, ને કરજો જતન અધિકડું રે

કાળા ભ્રમશે વન કદિ આભમા રે
બળતી વીજ કરશે ચમકાર જો !
ગિરિવર શા જોગી પણ ડોલશે રે,
ઉઘડશે પાતાળનું દ્વાર જો !
 એવી પાપની પળથી ઉગારજો રે !

એક પાખે લખ્યા ઉંચા ઉડવા રે,
એક પાખે લીધ ધર્મનો હાર જો,
એક કરમા ધર્યો અમૃતદીવડો રે,
મુદ્રા મહી જગના ઉદ્ધાર જો
 અદ્‌ભુત દર્શનથી ઠરી આંખડી રે

એક મીટમા પૃથ્વીનુ વિરામવુ રે,
એક મીટમા ઉઘડવા સ્વર્ગ જો !
વદન ભરી ગેબી એક હાસવુ રે,
મૂર્તિમા ધર્મરાયના ભર્ગ જો !
 મંગલ દર્શનથી મનડું ઠર્યું રે

નથી સત્કાર્યો, નથી સેવા કરી રે,
આપ્યુ એક નમન પદ માહી જો !
કહેજો નમન વળી મહારાજને રે,

દેજો દેવકુલોને સાઈ જો !
વીનવજો, વગડે નવ વીસરે રે
બાની બાધી દિશાઓ મરી જતી રે,
પન્થ અજવાળે શશિયરભાણ જો !
ઢોળે તેજ અનુપ કંઇ તારલા રે,
ત્હાથી કરજો મધુર પ્રયાણ જો !
મધુરા પન્થ પ્રભુદરબારના રે
એક દિન પ્રભુજી આણા વાળશે રે,
છાશે અમ પર પુણ્યની છાય જો !
વીર હો ! ત્હારે પૂજવા આવશું રે
પ્રેમળ દેવોમાં પ્રભુરાય જો !
સંચરશું ત્હારે સંગાથમાં રે
આવજો, મ્હોટા ઘરના મ્હોડવી રે !
આવજો અમુલખ જોઈ સંજોગ જો !
આવજો, આદર છે અમ આંગણે રે,
આવજો, મનભર કરશું યોગ જો !
રાજદરબાર લઇ અવધે આવજો રે



## ૩૫

## વસમી આ વનની વાટ

જોગીડા ! વસમી આ વનની વાટ
વસમી-વસમી
વસમી આ વનની વાટ
જોગીડા ! વસમી આ વનની વાટ
નથી વડલા કે વિસામા વનમાં,
નથી નદીઓને ઘાટ
જોગીડા ! વસમી આ વનની વાટ
આથમે દિન, પણ કદી યે ન આથમે
આ મનડા કેરા ઉચાટ
જોગીડા ! વસમી આ વનની વાટ.



## ૩૬

## હૈયાના હેત ને દુનિયાના દશ



હૈયાના હેત વ્હેતી વાસળી વાગી !
વાસળી વાગી,
ને મ્હારી છાતડી જાગી
દુનિયાના દશ દેતી વાસળી વાગી
એનો ઘેરો હૂહૌકાર,
મ્હારા ઉરનો આધાર,
મ્હારો ઊંડો-ઊંડો જાણે જીવનલલકાર
દુનિયાના દશ દેતી વાસળી વાગી
વાસળી વાગી,
ને મ્હારી છાતડી જાગી
હૈયાના હેત વ્હેતી વાસળી વાગી



૩૭

## પૂછશો મા

પૂછશો મા, કોઇ પૂછશો મા,
　　મ્હારા હૈયાની વાતડી પૂછશો મા
દિલના દરિયાવ મહીં કાંઈ કાંઇ મોતી
ગોતી-ગોતીને ત્હેને ચૂંથશો મા
　　મ્હારા હૈયાની વાતડી પૂછશો મા
ટહુકે છે કોકિલા, પુકારે છે પપૈયો
ફાગણોના કામીને સૂઝશો મા
　　મ્હારા હૈયાની વાતડી પૂછશો મા
આંસુના નીરના કો આશાના અક્ષરો
આછા-આછા ત્હો ય લૂછશો મા
　　મ્હારા હૈયાની વાતડી પૂછશો મા
જગના જોદ્ધા ! એક આટલુ સુણી જજો
પ્રારબ્ધના પૂર સ્હામે ઝૂઝશો મા
　　મ્હારા હૈયાની વાતડી પૂછશો મા

## ૩૮

## જગની જાહ્નવી



ઘૂમે ઘૂમે ને ઘેલી વહે,
  ને કોઈ વ્હેતી અખંડ ને અનન્ત રે !
    જાહ્નવી જગની ઘૂમે રે !

પ[illegible]ી ભર્યા છે પુણ્યના,
  ને મહીં ઝીલે સુહાગિયા સન્ત રે
    જાહ્નવી જગની ઘૂમે રે !

સગરકુમારોને તારિયા,
  ને એમ તારશે માનવ જાત રે !
    જાહ્નવી જગની ઘૂમે રે !

બ્રહ્માંડે ભર્યાં બ્રહ્મના અમી,
  સાધો ! માણજો મહીં દિનરાત રે !
    જાહ્નવી જગની ઘૂમે રે !



૩૯

## જોગીઓની ગુફાઓ

ગુફાઓ જોગીઓ કેરી
બોલે બોલી ઘેરી ઘેરી
યુગના યુગને હેરી હેરી
ગુફાઓ જોગીઓ કેરી

ઘેરી ગુફાઓ ગભીર શું બોલે
કાલ હસે, પણ મર્મ ન ખોલે
અનહદ બોલી એની અનેરી
ગુફાઓ જોગીઓ કેરી

## ૪૦
## ભેદના પ્રશ્ન



મ્હેં તો કુકુમે લીંપ્યું મ્હારૂં આંગણું રે લોલ
કોઈ ભેદુ આવો તો ભેદને ભણું રે લોલ

મ્હારી આંખે અમોઘ આંસુડાં વહે રે લોલ
વિધિ જોઈ-જોઈ કાં હસી રહે રે લોલ ?

આવો શાની ! મહૃઓઘો મ્હારી આંખડી રે લોલ
પ્રાણ વારી પૂજીશ પદપાંખડી રે લોલ

મહાગિરિને ગહ્વર ધોધ ઉછળે રે લોલ
ત્હેના અકલિત નીરઝાર કો કળે રે લોલ ?

ત્હો ય ધોધ કેરે ધમક જગત ધમધમે રે લોલ
મ્હને આંસુના એમ અનુકમ્પ ગમે રે લોલ

કોઈ સ્નેહીના પાલવ લોચન લ્હૂવે રે લોલ
નીચે ઉછળે ઉરસ્નેહ, આત્મ એ જૂવે રે લોલ

ગાન સ્હમજુ ન, ત્હો ય ગાન વેદના રે લોલ
રુદન અરૂચે, રૂચે છે ત્હો ય વેદના રે લોલ
બાલ પજવે, હા ! ત્હો ય મ્હારા અંગના રે લોલ
આંખ રડતી, તે ય્હો ય પ્રાણઅંગના રે લોલ

જ્ઞાની ! સાધુ ! આવો તો કહું વાતડી રે લોલ
ઉભા ર્‌હો તો ઉઘાડું મ્હારી છાતડી રે લોલ
રૂપનાયે બ્રહ્માંડ એવું કાં કીધું રે લોલ ?
આંખ આવડી, ને જગ તો મ્હોટું બધું રે લોલ

ગામપાદર બેસી કાં બોલે મોરલા રે લોલ ?
ચન્દ્રસૂરજ સન્તાડે વદન કાં ભલા રે લોલ ?
મહાબ્રહ્માંડ ક્ય્હારે ઘૂંઘટ ખોલશે રે લોલ ?
ક્ય્હારે સચરાચર બ્રહ્મનીર ડોલશે રે લોલ ?

આવો સન્તો ! તમ પગલે પાવન થવું રે લોલ
પ્રાણરૂંધન્તા પ્રશ્ન પદે ઠાલવું રે લોલ
ખીલી વસન્ત, ડાળ લૂમખે લચી રે લોલ
ટૂંકાં આંખો, ને લાંબી દૃષ્ટિ કાં રચી રે લોલ ?
વિશ્વ વીંટી આકાશની ઝાડી ઝૂકી રે લોલ
મધુ વનમાં, મીઠાશ જીભે શે મૂકી રે લોલ ?

ઢળે અઢળક રસ મેઘ મહારેલમાં રે લોલ
સમી સ્હાઝે ભરૂં તે મ્હારી હેલમાં રે લોલ
મ્હારા ઉરથી ન હેલ તો મ્હોટી કશી રે લોલ
ભરૂં–ભરૂં ત્હો ય ખાલી હેલ, ભાગ્ય શી, રે લોલ

છતાં શીળો અગ્નિની ઉપર ચાલવું રે લોલ
ફૂલ ફૂલે, તો ઘડીનું એ ફાલવું રે લોલ
તેજ આવે, તો અર્ધ દિવસ આથમે રે લોલ
જીવન જાગે, તો અર્ધ નીન્દમાં શમે રે લોલ
મોરવરણું અખંડ ચાપ ઇન્દ્રનું રે લોલ
જોવું-રોવું સૌન્દર્ય એવું કાં બન્યું રે લોલ ?
લોક કહે છે, પ્રભુના મીઠા બોલડા રે લોલ
એક લીવા શું મુજથી અબોલડા રે લોલ ?
તેજ-અન્ધકાર મળી ગૂંથે દિનને રે લોલ
હસવું-રડવું એ ઉભય ગ્યે જીવનને રે લોલ
મ્હને એટલું-ઓ ! એટલું કહો કથી રે લોલ
દીઠું અદીઠું હો સન્ત ! કાં થતું નથી રે લોલ ?



## ૪૧

## માનવનાવ



ભવ-ભવસાગરમા ડોલે હો ! માનવનાવ
જળ ! પૂર ઘૂમે,
તોફાન ઝૂમે,
કાળના તરંગે હો ! કરે આવજાવ,
માનવનાવ.
મહાસાગરમા ડોલે હો ! માનવનાવ



## ૪૨

## બ્રહ્માનન્દઘેલા



જંગલના જોગી
    વ્હાલા ! બ્રહ્માનન્દઘેલા
જગના ગુરુઓ,
    એ તો હરિજનના ચેલા
    વ્હાલા ! બ્રહ્માનન્દઘેલા
જંગલના જોગી વ્હાલા ! બ્રહ્માનન્દઘેલા ધ્રુવ

સંસારસાગર ભર્યો વિષઅમૃતે આ,
જામ્યું સુરાસુરનું મન્થન નીરમાં, હા !
    મોજાં પ્રચંડ ઉછળે ભવલોઢ શાં, ને
ડૂબે જહાજ કંઈ, કો તરી ઉતરે ત્હાં.

અમૃતના આબા,
એ તો નમણા નમેલા,
વખડાંને ઘોળી ઘોળી
પીવામાં પહેલા
વ્હાલા ! બ્રહ્માનન્દઘેલા
જંગલના જોગી વ્હાલા ! બ્રહ્માનન્દઘેલા
જોગી એ જ ભોગી સાચા,
કુદરતધાવેલા, કુદરતધાવેલા,
કુદરતધાવેલા
વ્હાલા ! બ્રહ્માનન્દઘેલા
જંગલના જોગી વ્હાલા બ્રહ્માનન્દઘેલા



## ૬૩

## ધૂમકેતુનું ગીત

અન્ધાર બ્રહ્મે પાથર્યું સુવર્ણુ જ સમ ઊંડું,
ત્‍હાં એકલો ઊડું,
જન, જગત સૂર્ય, સુહાગી જ્યોત્સ્ના વિશ્વ બહુ રૂડું,
પણ એકલો ઊડું
બીડ્યા અગટના પિચ્છ મ્હેં, પડઘો પડ્યો 'અલેલેક,'
સુણ્યું સાધુઓએ 'ભેખ,'
હિમમાલ કેરા ગિરિશિખરે શબ્દ એ ઢૂંઢું
હું એકલો ઊડું
ગગના ઉછળતા મોજ ! અયિ સૌન્દર્યના સિન્ધુ !
મુજ ખૂટિયા બિન્દુ,
વિધુબાલ ! મા છળની મ્હને, પડશે રખે ફેંકું,
હું એકલો ઊડું

ગાજે મહાનદ બીણ ભરી, નભ એ ઝીલે ઝમકાર,
ભીષણ ઢળે જલધાર,
આવી ગુફાઓ જોગીની, ગૂઢ મન્ત્ર ગ્હા છોડું,
ને એકલો ઉડું
દીધું વિધિએ તે પીધું, લીધું રૂપ અવધૂત ઘેર,
તોડી જગતના તાર,
ભયભૂલણી જગજીભ છો ભાખે હવે ભૂંડું
હું એકલો ઉડું
મૂઝવે મનુજને એવી આ વનવન વહે એકાન્ત,
પશુબોલ પડિયા શાન્ત,
અઘોળ કરી આનન્દના વાવા વિરલ ઓઢું,
ને એકલો ઉડું
સુન્દર ભલે સૃષ્ટિ હજો મનમોહિની અભિરામ,
ન્યારા અમારા ધામ,
એકાકી આસે ઉતરી, એકાકી ભમી, બૂડું
હું એકલો ઉડું.

☙

૪૯

## સાન્ધ્ય તેજ

( ઇંગ્રેજીમાંથી ભાષાન્તર )



સન્ધ્યારંગ ઉઘડશે, તેજો આવશે,
હો ! તેજો આવશે
વાદળી ઘડી ઢાંકે તુજ વ્યોમ,
નથી-નથી એ રજનીના રોમ
હો ! તેજો આવશે

સન્ધ્યારંગ ઉઘડશે, આનન્દો થશે,
હો ! આનન્દો થશે
વ્હેતા જીવન, વરસતા હર્ષ,
ઉગી વિરમે રમતીલા વર્ષ
હો ! આનન્દો થશે

સન્ધ્યા રંગ ઉઘડશે, મુક્તિ લાવશે,
હો ! મુક્તિ લાવશે
પાપ ઉભું દઇ ઘુમ્મટ ઘેર,
તુટશે, રણ શમશે જયભેર
હો ! મુક્તિ લાવશે

સન્ધ્યારંગ ઉઘડશે, મીઠડું લાગશે,
હો ! મીઠડું લાગશે
વ્હાલા કઇક વિદેશ ગયેલ
વધાવશે તુજ ચરણ સ્પ્રેમલ
હો ! મીઠડું લાગશે

સન્ધ્યારંગ ઉઘડશે, પ્રભુતા સુહાવશે,
હો ! પ્રભુતા સુહાવશે
નયન પીશે દર્શન અભિરામ,
લેશે પછી ત્યહા પરમ વિરામ
હો ! પ્રભુતા સુહાવશે



४५

## મન્દિર ઘો



મન્દિર ઘો, દેવ ! મન્દિર ઘો !
અવનીમા મન્દિર મોઘા, હો દેવ ! મન્દિર ઘો
પાપ કેરા પાગણા સોઘા, હો દેવ ! મન્દિર ઘો
ઉષ્યાના અરુણુદહામા, હો દેવ ! મન્દિર ઘો
જગતના થાકના વિસામા, હો દેવ ! મન્દિર ઘો
વાગ્યાના વૃણને રૂઝાવા, હો દેવ ! મન્દિર ઘો
વિષની ઉતારપ્યાલી પાવા, હો દેવ ! મન્દિર ઘો
સ્નેહીની ગોરીએ ઉભા, હો દેવ ! મન્દિર ઘો
ભિક્ષા ન દીધ અને ફસ્યા, હો દેવ ! મન્દિર ઘો
અમૃતરસથી ભીજેલા હો દેવ ! મન્દિર ઘો,
સૌન્દર્યફૂલડે સજેલા હો દેવ ! મન્દિર ઘો

આત્માની ઊંડી અભિલાષા, હો દેવ ! મન્દિર ઘો
અણપૂરી એક પૂરો આશા, હો દેવ ! મન્દિર ઘો

પુણ્યના પુષ્પ શાં દેહના હો દેવ ! મન્દિર ઘો,
સાત્ત્વિક નિર્મલ સ્નેહના હો દેવ ! મન્દિર ઘો

આથમશે ને અમે જાશું, હો દેવ ! મન્દિર ઘો,
નાથને નેહ ક્યહારે ન્હાશું ? હો દેવ ! મન્દિર ઘો

દુનિયામા દેવ એક દીઠા, હો દેવ ! મન્દિર ઘો
દુનિયાના દેવ મ્હારે મીઠા, હો દેવ ! મન્દિર ઘો,

અવનીના મન્દિર મોંઘા, હો દેવ ! મન્દિર ઘો,
પ્રભુજીના મન્દિરો સોંઘા, હો દેવ ! મન્દિર ઘો

માનવી-માનવીને હોઈએ હો દેવ ! મન્દિર ઘો,
દેહી છતા ય દેવ થઈએ, હો દેવ ! મન્દિર ઘો

## ૪૬

## અહાલેક

પ્રભો ! તુજ દ્વારમાં ઉભી જગાવ્યો મ્હે અહાલેક !
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હે અહાલેક !

નથી લીધી પ્રભો ! દીક્ષા, નથી ઓઢી કફની,
નમી તુજ પાય હું ત્હેવો જગાવ્યો મ્હે અહાલેક !

કમણ્ડલ માહરૂં ખાલી, ભર્યું તુજ અક્ષયપાત્ર,
દીઠી ભણ્ડારમાં ભિક્ષા, જગાવ્યો મ્હે અહાલેક !

ઘટા ઘેરી પડી નભની, ન મુજ નયનો ભેદે,
શ્રવણ તે ભેદશે ત્હારા ? જગાવ્યો મ્હે અહાલેક !

વિરાજે છે તું દિલદરિયાવ, અયિ અદ્ભુત યજમાન !
અણુ ગુ નો અમીકરણ દે, જગાવ્યો મ્હે અહાલેક !

ચડાવી પાવડી જગનાથ ! પ્રવૃત્તિ કેરી,
ન્હડી તે પર જીવન ધપતા જગાવ્યો મ્હે અહાલેક !
નહીં કાંઈ મળે ત્હો યે મળ્યુ દર્શનસૌભાગ્ય,
મળી-સળગી મીટે મીટ, ને જગાવ્યો મ્હે અહાલેક !
ઊડી ઝોળી ગ્હી અધૂરી, જરી તલ ભીંજાયુ
જડયુ જીવનુ જીવન મ્હારૂ, જગાવ્યો મ્હેં અહાલેક !
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હે અહાલેક !
પ્રભો ! તુજ દ્વારમા ઉભી જગાવ્યો મ્હે અહાલેક !



૮૭

## બ્રહ્માનન્દ



અહો ! આથમે આળપંપાળ, અંગેઅંગ ફેરા ફૂટે
આઘે-આઘે અનન્તની પાળ પ્રભુની પ્રભા ઉમટે
જો ! સંકોરાયે વિશ્વકોર, કંઇ કોટિકિરણ સવિતા પ્રગટે
કંઇ તિમિર હણે કંઇ જગ વિલસે,
જો ! સાગરગંભીર ગગનપટે

રૂડું ક્ષિતિજનું પોપચું, ભાઇ ! ધીમે રહી જો ! ઉઘડે,
જોને ! બ્રહ્માંડની કીકી માંહી અમીનું કિરણ સ્ફુટે
આ ફાટે ગેબની ગુફા, મહીં જો ! નૂરપૂર ઉછળે વ્હાલા
કંઇ અજબ રસે આ દિલ હુલસે,
જો ! પરબ્રહ્મના અજવાળા

અહો ! આથમે જગઅન્ધકાર, આનન્દફુવારા ફૂટે
આઘે-આઘે બ્રહ્માંડની પાર બ્રહ્માનન્દ જો ! પ્રગટે
આઘે-આઘે ને આત્મા મોઝાર પરમાનન્દ જો ઉલટે



૬૮

# પ્રેમાનન્દજ્યોત જાગી



પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે
પુણ્યના પ્રારબ્ધ નેને દેવના દીવા કરે
પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે

શુભના સન્દેશ વાયા, આવ્યા પ્રેમજોગીરાયા
અમૃતની ભરતી દિલની ઉર્મિઉર્મિએ તરે
પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે

ગેબગેબમાથી ગુંજે પડઘા આ પ્રેમકુંજે,
પ્રેમદેવની ઘૂમે છે આરતી ઉરે ઉરે
પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે



૯૮

# પ્રેમને હિંડોલે



જગત ઝૂલે રસઝોલે
અદ્‌ભુત કો પ્રેમને હિંડોલે, હિંડોલે, હિંડોલે
ઝૂલે રસઝોલે

ધરતી અનન્ત ડોલે,
બ્રહ્માંડો ભીંજે છોળે,
પરબ્રહ્મ કેરે ખોળે

ઉરે–ઉરે કોકિલા કો બોલે, કલ્લોલે વિલોલે
ઝૂલે રસઝોલે
અદ્‌ભુત કો પ્રેમને હિંડોલે, હિંડોલે, હિંડોલે
ઝૂલે રસઝોલે



## ૫૦

## આનન્દના બાગ



૧ આ ઝીંદગીના જહાજે
ચ્હડી જ્યહાં જવું છે, પ્યારા !
નયનો ઉઘાડી નિરખો
આનન્દના એ બાગ

૨ આકાશના ઉભા છે
વૈભવભર્યાં વનો, જો !
એની ય પેલી પારે
ચૈતન્યની એ બાગ

૩ આ આથમી ને ઉગતા
નથી સૂર્ય કે શશી ત્યહાં,

અદ્દભુત અનસ્ત ઉછળે
ત્યહિં તેજના ફૂવારા

૪ બ્રહ્માંડ જ્હાં વિરામે,
જ્યહિં બ્રહ્મભરતી જામે
હિમ્મતની પાળ શા, ત્યહાં
એ કારમા કિનારા

૫ ભવના મહોદધિમાં
ત્હમણું ચ્હડી છે કિશ્તી
ઝ્હરે ક્રીને આવ્યે
આખરના એ ઉતારા



પંચેન્દ્રિય પંચ શિખાએ,
મન વાણી કર્મ જીવ કાગે,
એમ જીવનની કલા કલા ગે,
તુજ કરે આરતી રોમરોમ,
હરિ ૐ!

હરિ ૐ! હરિ ૐ!

